

# સન્ધ્યા અર્થાત્ બ્રહ્મયજ્ઞ.

## ( ગુજરાતી અર્થ સાથે. )

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે

પ્રકાશક,—


કાળિદાસ કુબેરદાસ પટેલ.

પુસ્તકાધ્યક્ષ,

આર્ય સમાજ, ગીરગામ મુંબઇ-૪





તૃતીયાવૃત્તિ ૫૦૦૦ ]   [ સંવત ૧૯૯૦

કિંમત ૯ પાઇ.

## આર્યસમાજના નિયમો

૧ સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામા આવે તે સર્વેનુ આદિ મૂલ પરમેશ્વર છે

૨ ઇશ્વર સચ્ચિદાનન્દસ્વરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન્, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર અમર, અભય, નિત્ય પવિત્ર અને સૃષ્ટિકર્તા છે, એની ઉપાસના કરવી યોગ્ય છે

૩ વેદ સત્ય વિદ્યાઓનુ પુસ્તક છે વેદનુ ભણવુ ભણાવવુ, અને સાભળવુ સભળાવવુ એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે

૪ સત્યનુ ગ્રહણ કરવામા અને અસત્યને છોડવામા સર્વદા ઉદ્યત રહેવુ જોઇએ

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય તથા અસત્યનો વિચાર કરીને કરવા જોઇએ

૬ સસારનો ઉપકાર કરવા એ આ સભા, સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી

૭ સર્વ સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવુ જોઇએ

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ

૯ પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સતુષ્ટ ન રહેવુ જોઇએ; પરન્તુ સર્વની ઉન્નતિમા પોતાની ઉન્નતિ સમજવી જોઇએ

૧૦ સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામા પરતંત્ર રહેવુ જોઇએ, અને પ્રત્યેક હિતકારી નિયમમા સ્વતંત્ર રહેવુ જોઇએ.

# પ્રસ્તાવના.

**विशिष्टबुद्धिमत्त्व मनुष्यत्वम्** વિશિષ્ટ બુદ્ધિમાન્ તે મનુષ્ય જેટલી બુદ્ધિની વિશિષ્ટતા તેટલી મનુષ્યત્વની ઉચ્ચતા, અને તેથીજ કથાયુ છે **बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेस्तु कुतो बलम्** જેનામા બુદ્ધિ છે તેનુંજ બળ છે (Knowledge is power) અબુદ્ધને બળ કયાંથી ? સર્વાઈવલ ઑફ ધિ ફિટેસ્ટ ( Survival of the fittest ) નો સિદ્ધાન્ત પણ એજ છે અત એવ બુદ્ધિને વિકસિત કરવી જોઇએ પરંતુ **कर्मानुसारिणीबुद्धि** એ નિયમે શારીરિક માનસિક તથા આધ્યાત્મિક ઉત્તમ કર્મો કરવાથી ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય છે પ્રાચીન ઋષિ મુનિયોએ તે તત્ત્વને યથાર્થ સમજીને **पञ्चमहायज्ञ** આદિ નિત્યકર્મનુ વિધાન કરેલુ છે જેમા **ब्रह्मयज्ञ** અર્થાત્ **सन्ध्योपासना** પ્રથમ છે **सन्ध्यायन्ति सन्ध्यायते वा परब्रह्म यस्यां सा सन्ध्या ।** જે સમયમા પરબ્રહ્મનુ સારી રીતે ધ્યાન કરે છે અથવા કરવામા આવે છે તેનુ નામ સન્ધ્યા છે તે સમય રાત્રિ દિવસની સન્ધિનો છે પ્રાતઃકાળે રાત્રિ દિવસની સાથે સન્ધિ કરે છે, માટે તે વખતે પરમાત્મા સાથે આત્માની પણ સન્ધિ કરવા પ્રાત સન્ધ્યા કરવી જોઇએ, તેમ સાયંકાળે દિવસ રાત્રિ સાથે સન્ધિ કરે છે, માટે સાયંસન્ધ્યા કરવી જોઈએ, સન્ધિ બેજ વખત થાય છે, માટે વિધાન સવાર સાંજની સન્ધ્યાનુ છે, મધ્યાહ્નનુ નથી કમકે તે વખતે ખાસ સન્ધિ થતીજ નથી, યદિ હઠાત્ કહેવામા આવે તો રાત્રિના બાર વાગે પણ શા માટે નહિ ! એમ તો ક્ષણે ક્ષણે સન્ધિ થાય છે બાકી આર્ષ ગ્રંથોમા સવાર સાંજની સન્ધ્યાનો વિધિ છે, જેમ કે મનુ મહારાજ કહે છે—

**न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।**
**स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥ २ ॥ १०३ ॥**

અર્થાત્ જે પ્રાતઃકાળની સંધ્યા ન કરે અને સાયંકાળની પણ ન કરે તેને શૂદ્ર સમજીને સંપૂર્ણ દ્વિજ કર્મોમાંથી રદ બાતલ કરવો જોઇએ

યુરોપ, અમેરિકા તથા જાપાનાદિ દેશોમાં ચિતિશક્તિ ( Will power ) અને પ્રાણાયામ ( Deep breathing ) ના ઉચ્ચ તત્વો સમજાઇ રહ્યા છે અને અમલમાં મેલાઇ રહ્યા છે, જાપાનની જીયુજીટસુ નામની કસરતમાં તથા પ્રાતઃકાળે સ્કુલના શિક્ષણની શરૂઆતમાં અને સાયંકાળે અંગ્રેજી વર્ગોની અંદરજ છોકરા છોકરીઓ બન્નેને પ્રાણાયામ ( ડીપ બ્રીધિંગ ) ફરજીઆત કરાવવામાં આવે છે પરંતુ અમારે આનો અર્ધશિક્ષિત વર્ગ સંધ્યા પ્રાણાયામ આદિને ' નોન્સન્સ " કહીને કાઢી નાખે છે, એ તેઓની ક્ષુદ્ર બુદ્ધિનુંજ પરિણામ છે સેન્ડો તથા પ્રોફેસર રામમૂર્તિ શારીરિક ને માનસિક બળ મેળવવામાં પ્રાણાયામની પ્રશંસા કરી રહ્યા છે પાશ્ચાત્ય વિજ્ઞાનવાદીઓ પણ હવે ભારતીય આધ્યાત્મવાદને અનુભવતા જાય છે અને તેથી આશા રહે છે કે માત્ર તેને પ્રકાશે દીપનારા હમણાં નહિ તો પાછળથી પણ વેદોક્ત કર્મનો સ્વીકાર કરશે વળી આજ કાલ નામમાત્રના કહેવાતા બ્રાહ્મણાદિ દ્વિજો પણ જનોઈ ધારણ કરીને સંધ્યા આદિ કર્મકાંડ કરતા નથી, એટલુંજ નહિ પણ એક ગાયત્રી મંત્ર સુદ્ધાંને પણ જાણતા નથી. તેવાઓને ' દ્વિજો " કહેનારાઓ ખરેખર વર્ણાશ્રમ ધર્મનું અપમાન કરી પાપભાગી બને છે એટલા માટે બધા દ્વિજોને પ્રાર્થના છે કે તેઓ બીજા અવૈદિક સંધ્યાના પોથાઓને છોડીને આ શુદ્ધ સરલાર્થવાળી વૈદિક સંધ્યાનો પ્રયોગ કરે કરાવે અને કલ્યાણભાજન બને.

---

॥ नारीम ॥

# ॥ अथ ब्रह्मयज्ञविधिः ॥

# સન્ધ્યા.

એકાન્ત સ્થાનમા શાન્ત ચિતથી પદ્માદિ આસન વાળી બેસવુ, પછી ગાયત્રી મંત્રથી શિખાબંધન કરી નીચેનો મંત્ર ત્રણ વાર જપતે ત્રણવાર આચમન કરવુ અને ભાવાર્થ ધારણ કરવા

## ॥ अथ आचमनमन्त्रः ॥

**ओ३म् शन्नो देवीरभिष्टय आपो भवन्तु पीतये ।**
**शं यो रभिस्रवन्तु नः ॥ यजु० अ० ३६ मं० १२॥**

( **देवी आप** ) દિવ્ય ગુણવાળા અને સર્વ વ્યાપક પરમેશ્વર ( **नः** ) અમારી ( **अभिष्टये पीतये** ) મનોવાંછિત તૃપ્તિને માટે તથા પુર્ણાનંદની પ્રાપ્તિને માટે ( **शं भवन्तु** ) કલ્યાણકારી થાઓ, તથા ( **नः** ) અમારી ઉપર ( **शंयो** ) સુખોની ( **अभिस्रवन्तु** ) સઘળી બાજુથી વૃષ્ટિ કરો

આનો બીજો અર્થ એ પણ થાય છે કે—ઓ સર્વ રક્ષક ઇશ્વરની કૃપાથી પીવા માટે તથા મનોવાંછિત તૃપ્તિ અર્થે ઉત્તમ દિવ્ય જળ

અમને સુખદાયક નિવડે તથા અમારી ઉપર શાન્તિદાયક વૃષ્ટિ વરસ

( આચમનના મંત્રના સૂક્ષ્મ ભાવથી આત્મિક સુખની પ્રાપ્તિ અને સ્થૂળ જળ પાન રૂપ કર્મથી પ્રાણાયામાદિ ક્રિયા કરવા અર્થે કફ પિત્તાદિકની શાન્તિ. )

## ॥ अथ इन्द्रियस्पर्शः ॥

**ओ३म् वाक् वाक् । ओ३म् प्राणः प्राणः । ओ३म् चक्षुः चक्षुः । ओ३म् श्रोत्रं श्रोत्रं । ओ३म् नाभिः । ओ३म् हृदयम् । ओ३म् कण्ठः । ओ३म् शिरः । ओ३म् बाहुभ्यां यशोबलम् । ओ३म् करतलकर पृष्ठे ॥**

આ પ્રત્યેક મંત્રવડે તેમાં દર્શાવેલી ઇન્દ્રિયોને, ડાબા હાથની હથેળીમાં પાણી લઇ જમણા હાથના અંગુઠાની પાસેની બે આંગળી તેમાં બોળી તે આંગળીઓથી સ્પર્શ કરવું. તેનાથી ઇંદ્રિયોનું બળ ચાહવું, અને ઓમ્ પરમાત્માને તેનો રક્ષક, દ્રષ્ટા તથા અધિષ્ઠાતા સમજીને તે પ્રત્યેક ઇંદ્રિયને ધર્માનુકૂળ સન્માર્ગ ઉપરજ ચલાવવા પુરુષાર્થ કરવો.

વાક્ વાક્=મુખદ્વારના બે જમણા ડાબા ખુણા, પ્રાણઃ પ્રાણ=નાકના જમણા ડાબા છિદ્રો. કરતલ=હથેળી. કર પૃષ્ઠ=હથેળીનો પાછલો ભાગ.

## ॥ अथ ईश्वरप्रार्थनापूर्वकमार्जनमन्त्राः ॥

**ओ३म् भूः पुनातु शिरसि । ओ३म् भुवः पुनातु नेत्रयोः । ओ३म् स्वः पुनातु कण्ठे । ओ३म् महः पुनातु हृदये । ओ३म् जनः पुनातु नाभ्यां । ओ३म् तपः पुनातु पादयोः । ओ३म् सत्यं पुनातु पुनः शिरसि । ओ३म् खं ब्रह्म पुनातु सर्वत्र ॥**

( **भूः** ) જે સર્વ જગતનો જીવનહેતુ પ્રાણથી પણ પ્રિય તથા જેમાં સર્વ પ્રાણી વર્ગ સમાએલ છે તે ઓંકારેશ્વર ( **शिरसि** ) માથાને અંદર તથા ઉપરથી ( **पुनातु** ) પવિત્ર કરો ( **भुवः** ) સર્વ સુખદાયક તથા દુઃખ વિનાશક પ્રભુ ( **नेत्रयोः** ) આંખોમાં ( **पुनातु** ) પવિત્રતા ભરો ( **स्वः** ) મોક્ષ સ્વરૂપ, સર્વનિયંતા પરમાત્મા ( **कण्ठे** ) કંઠમાં ( **पुनातु** ) પવિત્રતા આપો ( **महः** ) સર્વથી મહાન્ પૂજ્ય પરબ્રહ્મ ( **हृदये** ) હૃદયમાં ( **पुनातु** ) પવિત્રતા વરસાવો ( **जनः** ) વિશ્વનો ઉત્પાદક તથા પ્રાણી માત્રનો જનક જગદીશ ( **नाभ्याम्** ) નાભિમાં પવિત્રતા રેડો ( **तपः** ) જ્ઞાનસ્વરૂપ તથા દુષ્ટોને સંતાપકારી તેજસ્વી ભગવાન્ ( **पादयोः** ) પગોમાં પવિત્રતા પાથરો ( **सत्यम्** ) સત્યસ્વરૂપ અવિનાશી ઇશ્વર ( **पुनः शिरसि** ) ફરીને મસ્તકમાં પવિત્રતા રેડો ( **खम्** ) આકાશની સમાન વ્યાપક ( **ब्रह्म** ) સૌથી મોટો પરમાત્મા ( **सर्वत्र** ) સર્વ અંગોમાં ( **पुनातु** ) પવિત્રતા પ્રસરાવો

આ માર્જન મંત્રોથી એવી ભાવના તથા ક્રિયા કરવી કે તે પ્રત્યેક અંગ સશક્ત રહે અને પવિત્ર કર્મોમાં પ્રેરાય

( ડાબા હાથની હથેળીમાં પાણી લઈ જમણા હાથની આંગળીઓ વતી જે મંત્રથી જે અંગ બતાવેલું હોય તે મંત્રનું ઉચ્ચારણ કરીને તે અંગ પર જળ છાંટવું ઇન્દ્રિય સ્પર્શ તથા માર્જનથી તેનો સૂક્ષ્મ ભાવ પ્રસિદ્ધ છે, સ્થૂળ ક્રિયાથી નિદ્રા તથા તન્દ્રાનો નાશ થઈ સાવધાની આવે છે )

## अथ प्राणायाममन्त्रः ॥

**ओं भूः । ओं भुवः । ओं स्वः । ओं महः । ओं जनः । ओं तपः । ओं सत्यम् ॥ तैति० प्र० १० । अनु० २७ ॥**

( આ મંત્રના ભૂઃ ભુવ ઇત્યાદિના અર્થ આગળના માર્જન મંત્રમાં આવી ગયા છે )

પ્રાણાયામ વિધિ—ટટાર સીધા આસન લગાવી બેસવું પ્રથમ બંને નસકોરામાંથી અંદરના શ્વાસને એકદમ જોસથી બહાર કાઢી રોકવો ( રેચક ) પણ જ્યારે શ્વાસને બહાર રોકતાં મન મુંઝાય કે બહારના વાયુને ધીરે ધીરે અંદર લેવા ( પૂરક ) જ્યારે વાયુ અંદર આવી સ્થિર થાય કે તેને ત્યાં રોકી રાખવા ( કુંભક ) અંદર શ્વાસને રોકતાં મન મુંઝાય કે પાછો શ્વાસને બહાર કાઢી દેવો આ એક પ્રાણાયામ કહેવાય એ પ્રમાણે ઓછામાં ઓછા ત્રણ પ્રાણાયામ તો કરવાજ જોઇએ શક્તિ પ્રમાણે વિશેષ થાય તો વધારે સારૂં પ્રત્યેક ક્રિયા વખતે મંત્રનો જપ જપતા રહો મોઢું બિલકુલ બંધ રાખો અને ગુહ્ય તથા ઉપસ્થેન્દ્રિયને સંકોડી રાખો.

## ॥ अथ अघमर्षणमंत्राः ॥

( પાપ પ્રક્ષાલન-દૂરીકરણમંત્રો )

ओ३म् ऋतञ्च सत्यञ्चाभीद्धात्तपसोऽध्यजायत । ततो रात्र्यजायत । ततः समुद्रो अर्णवः ॥ १ ॥ समुद्रादर्णवादधिसंवत्सरो अजायत । अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥ सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवञ्च पृथिवीञ्चान्तरिक्षमथो स्वः ॥ ३ ॥ ऋ० अ० ८ अ० ८ व० ४८ ॥

( **अभीद्धात्** ) સર્વત પ્રકાશમય અનન્ત જ્ઞાનમય ( **तपसः** ) ઇશ્વરના અનન્ત સામર્થ્યથી ( **ऋत** ) સર્વ વિદ્યાધિકરણ વેદ શાસ્ત્ર ( **च** ) અને ( **सत्यं च** ) ત્રિગુણાત્મક અવ્યકત સત્પ્રધાન-પ્રકૃતિ ( **अध्यजायत** ) કાર્ય રૂપ બનવા પ્રકટ થાય છે ( **तत** ) તેજ સામર્થ્યથી ( **रात्री** ) ચતુર્યુગી પ્રમાણની ( મહા ) રાત્રી ( **अजायत** ) પ્રાદુર્ભૂત થાય છે ( **तत** ) ત્યારબાદ ( **समुद्रोऽर्णव** ) પૃથ્વી, વ ર તથા મેઘમંડળમાં દ્રવનાર પ્રવાહી રસમય મહાસમુદ્ર ( આકાશ ) અભિવ્યક્ત થાય છે ( **अर्णवात्समुद्रात्** ) તે મહાસમુદ્ર-આકાશની પશ્ચાત ( **संवत्सरः** ) સર્વને માપનાર મહાકાળ ( **अध्यजायत** ) આવિર્ભાવ પામે છે ( **विश्वस्य** ) જગત્ના તથા ( **मिषित** ) પ્રાણી માત્રના ( **वशी** ) વશ કરનાર સ્વામી ( **अहोरात्राणि** ) દિવસ અને રાત્રિને ( **विदधत्** ) રચે છે, અર્થાત્ દિનરાતનું વિધાન કરે છે ( **धाता** ) સર્વના ધારણ કરનાર પરમેશ્વર ( **सूर्याचन्द्रमसौ** ) સૂર્ય તથા ચન્દ્ર લોક ( **दिव** ) દ્યુલોક ( **च** ) અને ( **पृथिवीं** ) ભૂમિ ( **च** ) તથા ( **अन्तरिक्ष** ) આકાશસ્થ મધ્ય લોક ( **अथो** ) તેમજ ( **स्व** ) આકાશસ્થ અન્ય લોક લોકાંતરને ( **यथापूर्वम्** ) જેમ અનાદિ કાળથી પૂર્વ પૂર્વ કલ્પમાં રચ્યા કરે છે તેમ ( **अकल्पयत्** ) આ કલ્પમાં રચે છે

આ મંત્રોનો ભાવાર્થ એ છે કે જે કંઇ ચેતન અચેતન બ્રહ્માંડમાં છે તે સર્વનો નાયક, ધારક, પાલક, પોષક તથા પ્રકાશક એકજ પરમાત્મા છે અનાદિ કાળથી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય યથા નિયમ કરતો આવે છે સર્વાન્તર્યામી હોઇ જીવેના પાપ પુણ્યોનો સાક્ષી રહી નિષ્પક્ષપાતપણે સર્વને યથાયોગ્ય ફળ આપતો રહે છે આ પ્રમાણે ઈશ્વરને હાજર નાજર જાણીને મનુષ્યોએ મન વચન કર્મથી કદિ પાપ કર્મો નહિ કરવા જોઇએ. એનું નામ અઘમર્ષણ છે

## ॥ अथ मनसा परिक्रमामन्त्राः ॥

ओ३म् प्राचीदिगग्निरधिपतिरसितो रक्षितादित्या इषवः । तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्योऽस्तु । योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ १ ॥

(**प्राचीदिक्**) પૂર્વ દિશામાં (**अग्नि:**) જ્ઞાન સ્વરૂપ (**अधिपतिः**) અધિષ્ઠાતા (**असितः**) બંધન રહિત (**रक्षिता**) તથા રક્ષા કરવાવાળા ઈશ્વર છે (**आदित्या इषवः**) જેના બાણ આદિત્યના કિરણો છે (**तेभ्योऽधिपतिभ्यो नमः**) તે સર્વ ગુણોના અધિપતિ ઈશ્વરના ગુણોને વારંવાર નમસ્કાર (**रक्षितृभ्यो नमः**) તેમના રક્ષક ગુણોને નમસ્કાર (**इषुभ्यो नमः**) તેમના જગતની રક્ષા કરનાર તથા પાપીઓને પીડા આપનાર બાણો માટે આદર (**एभ्योनमोऽस्तु**) એ સર્વને માટે અમારા ધન્યવાદ

(**योऽस्मान्द्वेष्टि**) જે પ્રાણી અમારો દ્વેષ કરે છે. (**यं वयं द्विष्मः**) જેનો અમે દ્વેષ કરીએ છીએ, (**तम्**) તે અમારા દ્વેષ ભાવને (**वः**) ઈશ્વરીય ગુણો, રક્ષક ધર્મો તથા બાણોની (**जम्भे**) દાઢમાં અર્થાત્ વશમાં (**दध्मः**) મૂકીએ છીએ, કે જેથી અમે પરસ્પર વૈર ન કરીએ પણ મિત્ર ભાવથી વર્તીએ

ઓ३म् दक्षिणादिगिन्द्रोऽधिपतिस्तिरश्चिराजी रक्षिता पितर इषवः । तेभ्यो० ॥ २ ॥ ઈત્યાદિ ઉપર પ્રમાણે

( **दक्षिणादिक्** ) દક્ષિણ દિશામા ( **इन्द्र** ) પૂર્ણ ઐશ્વર્યવાન્ પ્રભુ ( **अधिपतिः** ) સ્વામી છે તે ( **तिरश्चिराजी रक्षिता** ) કીટ, પતંગ, વીછી આદિ તિર્યક્ યોનિવાળા જીવોની પંક્તિથી રક્ષા કરનાર છે. ( **पितर इषवः** ) જેની સૃષ્ટિમા જ્ઞાની લોકો અથવા ચન્દ્રના કિરણો બાણરૂપ છે ( બાકીનો અર્થ પુર્વવત્ જાણી લેવો )

**ओ३म् प्रतीचीदिग्वरुणोऽधिपतिः पृदाकूरक्षितान्नमिषवः । तेभ्यो० ॥ ३ ॥**

( **प्रतीचीदिक्** ) પશ્ચિમ દિશામા ( **वरुण** ) સર્વથી શ્રેષ્ઠ પૂજનીય પરમાત્મા ( **अधिपति** ) રાજા છે ( **पृदाकू रक्षिता** ) મોટા મોટા અજગર સર્પાદિ વિષધારી પ્રાણીઓથી રક્ષા કરવાવાળા છે ( **अन्नमिषव** ) જેના અન્ન એટલે પૃથ્વ્યાદિ પદાર્થ બાણો સમાન છે, અર્થાત શ્રેષ્ઠોની રક્ષા અને દુષ્ટોની તાડના નિમિત્તે છે ( બાકીનો અર્થ પુર્વવત્ )

**ओ३म् उदीचीदिक् सोमोऽधिपतिः स्वजो रक्षिता अशनिरिषवः । तेभ्यो० ॥ ४ ॥**

( **उदीचीदिक्** ) ઉત્તર દિશામા ( **सोमः** ) શાન્તિ આદિ ગુણોથી આનંદ કરવાવાળા જગદીશ્વર ( **अधिपति** ) માલીક છે ( **स्वजो रक्षिता** ) પે તે અજન્મા હોઈ સ્વયં ઉત્પન્ન થએલા ક્ષુદ્ર જંતુઓથી રક્ષા કરવાવાળા છે ( **अशनि** ) વિજળી જેના ( **इषव** ) બાણ છે ( બાકી પુર્વવત )

**ओ३म् ध्रुवादिग्विष्णुरधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषवः । तेभ्यो० ॥ ५ ॥**

( ध्रुवादिक् ) નીચે પગ તળે પાતાળ દિશામાં ( विष्णु ) સર્વ વ્યાપક ઈશ્વર ( अधिपति ) ઉપરી છે ( कल्माषग्रीवो रक्षिता ) નીલવિષક ઠવાળાઓથી રક્ષા કરવાવાળા છે ( वीरुध. ) વનસ્પતિ આદિ ( इषवः ) જેના બાણ સમાન છે ( બાકી પૂર્વવત્ )

**ओ३म् ऊर्ध्वादिग्बृहस्पतिरधिपति श्वित्रो रक्षिता वर्षमिषव । तेभ्यो ॥ ६ ॥**

( ऊर्ध्वादिक् ) ઉપરની દિશામાં ( बृहस्पति ) વેદ-વિદ્યા-વાણીના પતિ ( अधिपति ) અધિષ્ઠાતા છે ( श्वित्रो रक्षिता ) સફેદ કોઢ આદિ રોગોથી રક્ષા કરવાળા છે ( वर्षम् ) વરસાદ ધારા જેના ( इषवः ) બાણો છે ( બાકી પુર્વવત્ )

## ॥ अथोपस्थानमंत्राः ॥

**ओ३म् उद्वयं तमसस्परिस्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥**

**य० अ० ३५ म० ॥ १४ ॥**

( वय ) અમે લોકો ( तमसः परि ) અવિદ્યાદિ સર્વ અંધકારથી પરે અર્થાત રહિત, ( स्व ) સુખ સ્વરૂપ ( देवत्रा ) દેવોના પણ ( उत्तर देव ) ઉત્તમ દેવ અર્થાત્ સર્વ પ્રકાશકોના પ્રકાશક ( उत्तम ज्योति ) સર્વોત્તમ જ્ઞાન જ્યોતિ સ્વરૂપ ( सूर्यम् ) ચરાચરના આત્માને ( पश्यन्त ) જોતા જાણતા થકા ( उद् अगन्म ) ઉત્કૃષ્ટ ભાવથી શરણે જઈએ છીએ.

**ओ३म् उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः । दृशे विश्वाय सूर्य्यम् ॥ य० अ० ३३ मं० ३१ ॥**

( त्यम् ) તે ( जातवेदसम् ) ઋગ્વેદાદિ ચાર વેદ તથા સર્વ જગતના પ્રકાશક દેવાધિદેવ મહાદેવને ( उ ) તર્ક વિતર્કથી કેમ જાણીએ ? જે ( सूर्य्यम् ) ચરાચરનો આત્મા છે ( देवम् ) દિવ્ય ગુણવિશિષ્ટ છે ( केतव ) જેને શ્રુતિઓ તથા જગતના પૃથક્ પૃથક રચનાદિ નિયામક ગુણ રૂપી કિરણો ( विश्वायदृशे ) સમસ્ત દર્શન કરાવવા માટે ( उद्वहन्ति ) ઉત્કૃષ્ટપણે બતાવી રહેલ છે

**ओ३म् चित्र देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः । आप्रा द्यावा पृथिवी अन्तरिक्ष ऽ सूर्य आत्मा जगतस्तस्थुषश्च स्वाहा ॥ य० अ० ७ मं० ४२ ॥**

જે ( देवाना ) વિદ્વાન્ ઉપાસકોનું ( चित्र ) અદ્‌ભુત ( अनीक ) બળ છે જે ( मित्रस्य ) સૂર્ય ( वरुणस्य ) ચન્દ્ર તથા ( अग्नेः ) અગ્નિનો ( चक्षु ) નેત્ર સ્વરૂપ છે અર્થાત્ પ્રકાશક છે જે ( द्यावा पृथिवी ) ધુલોક તથા પૃથ્વી અને ( अन्तरिक्षम् ) અંતરિક્ષ લોકનો ( आप्रा ) ધારક તથા રક્ષક છે ( जगत् ) ચલાયમાન જંગમ ( च ) અને ( तस्थुषः ) સ્થાવર જગત્‌નો ( सूर्य आत्मा ) વ્યાપક અંતર્યામી આત્મા છે તેજ ( उदगात् ) અમારા હૃદયમા પ્રકાશ કરી રહ્યો છે.

**ओ३म् तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शत ऽ शृणुयाम शरदः ।**

**शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ य० अ० ३६ मं० २४ ॥**

( **तत्** ) તે પરબ્રહ્મ ( **चक्षुः** ) સર્વના દ્રષ્ટા ( **देवहितम्** ) ધાર્મિક વિદ્વાનો તથા ઉપાસકોના હિતકારક, ( **पुरस्तात्** ) સનાતન સમયથીજ ( **शुक्रम्** ) શુદ્ધ–સત્ય સ્વરૂપે ( **उच्चरत्** ) વિરાજમાન છે (તેની કૃપાથી) ( **पश्येम शरदः शतम्** ) અમે સો શરદ ઋતુ અર્થાત્ સો વર્ષ સુધી જોતા રહીએ, ( **शरद शतम्** ) સો વર્ષ સુધી ( **जीवेम** ) જીવતા રહીએ, ( **शरद शतम्** ) સો વર્ષ સુધી ( **शृणुयाम** ) સાંભળતા રહીએ, **शरदः शतम्** ) સો વર્ષ સુધી ( **प्रब्रवाम** ) બોલતા રહીએ ( **शरद शतम्** ) સો વર્ષ સુધી ( **अदीनाः स्याम** ) દીનતા, હીનતા, દરિદ્રતા, પરાધીનતા આદિથી રહિત થઈને રહીએ, ( **च** ) અને ( **शरद शतात्** ) સો વર્ષથી ( **भूय** ) વધારે પણ જોઈએ, જીવીએ સાંભળીએ સંભળાવીએ અને દીનાવસ્થાથી રહીત રહીએ

## ॥ अथ गायत्री–गुरुमंत्रः ॥

**ओ३म भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ य० अ० ३६ मं० ३ ॥**

ઓમ્ એ પરમાત્માનુ સૌથી ઉત્તમ નામ છે જેમા અકાર ઉકાર તથા મકાર એ ત્રણ અક્ષર સિદ્ધ છે. અકારથી અગ્નિ, વિરાટ અને વિશ્વ આદિ, ઉકારથી હિરણ્યગર્ભ, વાયુ અને તૈજસ આદિ, મકારથી ઇશ્વર, આદિત્ય અને પ્રજ્ઞ આદિ એમ તેમા અનેક નામોના અર્થો સમાઇ જાય છે

જે ( भू ) પ્રાણથી પણ પ્રિય છે, ( भुव ) સુખકર તથા દુઃખ હર છે ( स्व ) સર્વ વ્યાપક આનંદ સ્વરૂપ છે

( सवितु ) સર્વ જગતના ઉત્પાદક ( देवस्य ) સર્વ આત્માઓના તથા બ્રહ્માંડના પ્રકાશક, દિવ્યગુણ વિશિષ્ટ પરમાત્માના ( तत् ) તે ( वरेण्यम् ) ગ્રહણ તથા ધ્યાન કરવા યોગ્ય ( भर्ग ) શુદ્ધ જ્યોતિર્વિજ્ઞાન સ્વરૂપને ( धीमहि ) અમે આત્મામા ધારણ કરીએ ( જેથી કરીને ) ( य ) તે પરમાત્મા ( न ) અમારી ( धिय ) બુદ્ધિઓને ( प्रचोदयात् ) સર્વ દુષ્ટ કર્મોથી અલગ કરીને સદા ઉત્તમ કર્મોમાં પ્રવૃત્ત કરે અર્થાત પ્રેરે

( આ ગાયત્રી મંત્રનો યથાર્થ ભાવ સમજીને બને તેટલો સમય જાપ કરનો

## ॥ अथ नमस्कारमंत्रः ॥

ओ३म् नमः शम्भवाय च मयोभवाय च नमः शङ्कराय च मयस्कराय च नमः शिवाय च शिवतराय च ॥ य० अ० १६ मं० ४१ ॥

( शमवाय ) સુખ સ્વરૂપ ( च ) અને ( मयोभवाय च ) સંસારમાં ઉત્તમ સુખોના દાતા વિધાતાને ( नमः ) પ્રણામ ( शकराय ) મોક્ષ સ્વરૂપ કલ્યાણના કર્તા ( च ) અને ( मयस्कराय च ) ધર્મ કર્મોની શિક્ષાના દાતાને ( नम ) પ્રણામ ( शिवाय ) મંગળસ્વરૂપ ( च ) અને ( शिवतराय च ) મોક્ષાનંદના દાતાને પ્રણામ

॥ ओ३म् शान्ति श्शान्ति श्शान्ति ॥

# धार्मिक पुस्तको.

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના—પુસ્તક વિક્રય કાર્યાલયમાં તમામ જાતના (પંજાબ, લાહોર, મીરત, અજમેર, ઔંધ, બડોદા વિગેરે સ્થળોના જાણીતા વિદ્વાનોના બનાવેલા) **હીંદી** પુસ્તકો તથા આ પ્રદેશના પંડિતો તથા વિદ્વાનોના રચેલા **ગુજરાતી** પુસ્તકો **મળી શકશે.**

**યજ્ઞસામગ્રી** તથા **હવનકુંડ** વિગેરે કિફાયત ભાવે મોકલવામાં આવશે —

સંપૂર્ણ લીસ્ટ માટે અરધા આનાની ટીકીટ સાથે નીચેને શીરનામે પત્ર લખો.

લી. ભવદીય

આર્યસમાજ
ગીરગામ નં. ૪

કાળિદાસ કુબેરદાસ પટેલ
પુસ્તકાધ્યક્ષ,
મું. પ્ર. આ. પ્ર. સભા.

મુદ્રકઃ—પ્રભાશંકર જયશંકર પાઠક.
પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ, ૩ ઠાકોરદ્વાર રોડ મુંબઈ-૪.